શ્રી નવિન

# કાતિલ કટારી



( ડિટેકટીવ રસભરી નવલીકા )



લેખકઃ- મી. જાનવા,

કોટ સરીલ કાલુપુર અમદાવાદ.



પ્રકાશક:

કેશવલાલ મગનલાલ દુધવાળા.

કાલુપુર રોડ-અમદાવાદ.

મૂલ્ય ફક્ત આઠ આના

प्रथम आवृत्ती

प्रत ३०००





ધી રૉયલ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપી
ઠે. કાલુપુર કપાસીઆ બજાર-અમદાવાદ.

સંવત ૧૯૮૭
સને ૧૯૩૧

# પ્રસ્તાવના.

---

આ એક નાની વાર્તા ઉપરથી મોટી વાર્તા બનાવવામાં આવી છે; મેં શેઠ કેશવલાલ દુધવાળા તરફથી મને સદરહુ નાની વાર્તા વધારી આપતાં મળતાં તેમાં ઘણો સુધારો વધારો કરી આ વાર્તા યોજી કાઢવામાં આવી છે. આમાં "કરે તેવું પામે અને ખોદે તે પડે" તેના ઉપર આનું મંડાણ છે. અને છાનામાં છાની વાતો, કર્મો વગેરે કદાપિ પણ છાના રહેતા નથી. વખત આવે તે જાહેરજ થઇ જાય છે, જગતની નજરે અપમાનની કમોતે મરવું પડે છે, અથવા અપમાન સહન ન થઇ શકવાથી કમોતે મરણનો આસરો લેવો પડે છે;

યુવાની દિવાનીની કહેવત ઘણા ભાગે જગતમાં ખરી થતી જોવામાં આવે છે, અને તે દિવાનીના સમયમાં કેવા કેવા કામો થાય છે? અને પરિણામ કેવા ભયંકર આવે છે, તેનો આ વાર્તામાં આછો ચિતાર દોરવામાં આવ્યો છે, જો આ વાર્તા વાચક વર્ગમાં સહેજ પણ બોધદાયક નીવડશે તો તે મારી મહેનતનું પરિણામ ગણી સંતોષ માનીશ. તેથી વધુ વાંચકવર્ગ પાસે શું ઇચ્છું.

બાનવા.

---

# કાતિલ કટારી.

## ડિટેકટીવ નાની નવલકથા.

## પ્રકરણ પહેલું.



### પંડથાને ત્યાં પ્રેત!

આજે યમદ્વિતિયાનું પર્વ છે. મથુરામાં મોટી ધામધુમ છે. દેશ દેશાન્તરના યાત્રાળુ લોકો યમુનાસ્નાન કરવા તથા દેવદર્શન કરવા માટે મથુરામાં આવ્યા છે, સૂર્યોદય પહેલાંજ યમુનાના ઘાટ પર એટલી ભીડ જામી છે કે, યમુનાસ્નાન કરનારાંઓને યમુનાજીના જળના કિનારા સુધી જવામાં મહા કષ્ટ ઉઠાવવું પડે છે. કડકડતી ઠંડી પડી રહી છે. હાથ કંપે છે અને દાંત ખટખટે છે. શરીર બરફની પેઠે ઠરી જાય છે, છતાં શ્રદ્ધાળુ લોકો યમુનામાં સ્નાન કરી યમરાજે તેમની બહેનને આપેલા વચન પ્રમાણે યમયાતનાથી છુટવા માટે યમુનાજીમાં સારી રીતે સ્નાન કર્યા શિવાય જળમાંથી બહાર નિકળતા નથી. યમુનાજીના ઘાટ ઉપર કાનને ફાડી નાખે એવી " યમુના મૈયાકી જય!" ની ઘોર ગર્જના થઈ રહી છે. મથુરાના બજારના તથા ગલીકુંચીના નાના મોટા સર્વ રસ્તાઓમાં પણ તલ મૂકવાની જગા નથી—સર્વ સ્ત્રી મનુષ્યોથી ઉભરાઇ રહ્યા છે. આખા હિન્દુસ્તાનમાંથી તથા આજુબાજુનાં ગામોમાંથી લાખો લોકો યમુનાસ્નાન કરવા મથુરા આવ્યા છે.

બહાર ગામથી ઘણાં ભક્તજનો પાપોનું નિવારણ કરવા, પવિત્ર બનવા, અને પોતપોતાની આશા પૂર્ણ કરવા આ પવિત્ર ધામમાં આવે છે. તેમનાં ઉતરવા તથા રહેવાના સ્થાનો ઘણાં છે; પણ કથા

અજવાળા વાળા, સ્વચ્છ તથા સર્વ પ્રકારની સગવડ વાળા સ્થાનો તો નામનાજ છે; દરેક બ્રાહ્મણ દર્શનાર્થે આવતા ભકત જનોને પોતાને ત્યાં ઉતારવા ઇચ્છતા હતા, અને તેના માટે જૂઠું બોલવામાં પણ તે કમાલ કરી જતા હતા. કારણ યાત્રાના સમયમાં તેમને એટલી કમાઇ થતી કે ઘણાંખરાંને તો આખા વર્ષની ખર્ચી મળી જતી હતી. કૃષ્ણગલીમાં રહેતા કિર્તી-યશ નામે પંડયાજીના જીવનનો આધાર કહો કે તેમની કમાઇ કહો તે સર્વે આ યાત્રાના સમયમાં મળી જતી હતી. યાત્રાનો સમય આવતાં તેમનામાં નવેસરથી યુવાની આવની જતી હતી.

અર્થાત યજમાનોની વાટ જોતા જોતા પંડયાજી થાકયા અને "જય યમુના મૈયા કી!" કહી ઉભા અને માર્ગ ઉપર નિરાશામય નજર નાંખતાં તેમની નિરાશા આશામાં ફરી ગઇ. કારણ એક બે જણ જેમાં એક સ્ત્રી તથા એક પુરૂષ તેની ચાલ તરફ આવતા જણાયા બન્ને યુવાન હતા. સંસારના સલટા પલટાનો તેમને અનુભવ નોહતો દરેકના મનમાં નવિન નવિન ઉમંગોએ વાસ કર્યો હતો; અને ત્યાંજ રહી વધરા માંગતા હતા. અર્થાત તેઓએ કિર્તી-યશને ત્યાં પોતાનો મુકામ કર્યો હતો.

આ બન્ને પતિ પત્નિ હતા, યુવાન બાળાને અંતઃકરણપૂર્વક ચાહતો હતો આથી તે તેનું મન જીતી લેવા માંગતો હતો, પણ કોણ જાણે બાળા સ્વભાવિક રીતે પતિના પ્રેમને ગણકારતી નોહતી. અને જાણે લુખા ભાવે ન મળતી હોય તેમ બારીકીથી જોનારને તરત જણાઇ આવતું હતું.

"પ્રિયે! હવે કયાં જાશું?" યુવાને રૂમમાં નિરાંતે બેસીને કહ્યું.

"કયાં જવાનું છે? દર્શન વગેરે કરી મારા માતા પિતાને ઘેર;"

"ત્યાં ક્યાં સુધી રહીશ."

"મારી મરજી હોય ત્યાં સુધી."

"તું આમ કેમ બોલે છે; શું અંતઃકરણમાં મારી પ્રત્યે સહેજ પણ લાગણી નથી.! શું તું સંસારમાં આવી તેનો લહાવો મેળવવા નથી માંગતી! વાત શી છે. મને નથી સમજાતું કે તું આમ શા માટે કરે છે; મારો વિચાર તો હવે અન્યજ છે."

"શો વિચાર છે?" બાળાએ વચમાંજ કહ્યું.

"તારા માતા પિતાના ઘેર ન જતાં મારે ઘેર તને લઇ જાવું. કેમ તું આવીશને."

"શું તમો આવો કરાર કરીને આવ્યા છો, મારા માતાપિતાને છેતરી મને દર્શન કરાવવાના બાને અત્રે લઇ આવ્યા છો? જો તમારા આવા વિચાર હું જાણુત તો કદાપિ તમારી સાથે ન આવત. હું મારા માતા પિતાનું દિલ દુઃખાવવા નથી માંગતી.

"એટલે?"

"હું તમારા વિચાર પ્રમાણે ચાલવા અશકત છું."

"તમારે તેમ કરવુંજ પડશે; જો નહિ માને તો બળજબરીથી તને લઇ જવી પડશે." સુમતને સહેજ ગુસ્સામાં કહ્યું.

"એમ"

"હા."

"જોવું છું કે તમો કેવી રીતે મને લઇ જાવો છો. જુઓ હું તમોને તાકીદ આપું છું, કે તમો આમ કરશો તો સારૂં નહિ થાય તમો સુખી નહિ થાવો."

"હું સુખી નહિ થાવું તો ભલે પણ મારે તને સુખી કરવી છે."

"મારે તમારા એવા પ્રકારના સુખની જરૂર નથી."

"સારૂં હમણાં તો ઉંઘી જા. સવારમાં જોઇ લેવાશે." યુવાને વાત પતાવતાં કહ્યું અને હું બીસ્તર પોતાના હાથે પાથરી ઉંઘી ગયો.

બાળાએ તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ, માત્ર ધિક્કાર ભરી નજરે તેની સામાં જોઇ રહી. યુવાન ઘસઘસાટ ઉંઘ લેવા લાગ્યો. ત્યારે બાળા તે રૂમની એક બારીમાંથી દુર નજર દોડાવવા લાગી. તેની નજર કોઇને શોધી રહી હતી.

બરાબર એક વાગ્યા સુધી તે બારી આગળ ઉભી રહી, પણ તેને કાંઇ જણાયું નહિ. એથી નિરાશ થઇ પોતાની પથારી આગળ આવી તેના ઉપર બેસી ગઇ; અને જાણે મોટી ચિન્તામાં ન હોય તેમ જણાવવા લાગી; અને તેવા કોઇ વિચારમાં ડુબી ગઇ કે તેને આગળ પાછળનું કાંઇ પણ ભાન રહ્યું નહિ. આમ ઘણો સમય પસાર થઇ ગયો કે બારીમાં કોઇનો અવાજ થયો. કે તેની વિચારમાળા તુટી અને તે તરફ તેની નજર પડી કે "વ્હાલા! આવ્યા." એવું એવું બોલાઇ ગયું. પરંતુ આવનાર વ્યક્તિએ સાવચેતીની સાથે ચુપ રહેવા ઇશારો કર્યો. જેથી આગળ બોલી શકી નહિ, પણ તરત ઉભી થઇ તેને વળગી પડી. આ આવનાર કોણ હશે ?

"વ્હાલા! મને લઇ જાઓ. નહિ તો સવારમાં તે પોતાને દેશ લઇ જશે. માટે ચાલો." કહી તે આવનાર યુવાનને બારી તરફ ખેંચવા લાગી.

"નહિ."

"કેમ ? શું છે ?"

"આમ ન જવાય. એક વાર આપણા માર્ગમાં નડતા કંટકનો નાશ કરવો જોઇએ, નહિ તો પછી આપણે આફતમાં આવી પડશું વ્હાલી."

"હેં! શું તેમને મારી નાંખશો?"

"ત્યારે શું જીવતો રહેવા દઈ આપણાં સુખને દુઃખમય બનાવી દેવો?"

"નહિ. નહિ. વ્હાલા તેમને મારશો તો નહિ; તેમણે આપણું શું બગાડયું છે? મને નહિ જુવે તો આપો આપ ચાલ્યા જશે; અને આપણે આનંદમાં રહેશું."

"નાદાન છે. નાદાન, હવે તો તેને મારી નાંખેજ છુટકો. તેમ કરવાથી ડબલ લાભ થશે, એતો એકે આપણા માર્ગમાંથી આડાખેલ અલગ થશે, સાથે તેની પાસે જે માલ છે, તે પણ આપણા હાથ લાગશે, આથી આપણે વધુ આનંદ ભોગવી શકીશું."

"ના. ના. વ્હાલા. તેમ ન કરતા. નહિ તો હું બુમ પાડીશ."

"ખબરદાર. જો જરા પણ બોલી તો આ છરો જોયો છે; તેની સાથે તારા પણ કાળજામાં ભોંકી હતી નહતી બનાવી દેવામાં આવશે" કહેતાં આવનાર યુવાને છરો કાઢી તે બાળાની છાતી આગળ મુકતાં કહ્યું.

બાળા આથી ધ્રુજી ગઈ. તેની બચકી બંધાઈ ગઈ;

બાળાને મુકી તે આવનાર વ્યક્તિ તે ઉંઘતા યુવાન પાસે આવ્યો અને પોતાનો છરો ઉગામી તેની છાતીમાં માર્યો. ખચ કરતાં અવાજ થયો. બાળા તેમ નહિ કરવા દેવા દોડી પણ તે આવે તે પહેલાં તો છરાએ પોતાનું કામ પૂર્ણ કરી નાંખ્યું. બાળા જાણે બેભાન હાલતમાં ન હોય તેમ તે ખુની યુવાન સામાં જોઈ રહી.

"શું જુવે છે? ઉભી થા. તૈયાર થા. નહિતો તારા પણ આવાજ હાલ થશે. સમજી!"

"મને. મને. મન......મ......મ......ને."

"હા. હા. તને. તું શું વાઘનું માથુ લાવી. ચાલ બધી જણુસો તથા રોકડ મને આપી દે. અને મારી સાથે આવવા તૈયાર થઇ જા.

બાળા તે આવનાર યુવાનને વશ થઇ ગઇ.

દરરોજ સવારે મથુરાનાં વૈષ્ણવ મંદિરોમાં મોટી ધામધુમ થાયછે યમદ્વિતિયાને દિવસે લાખો મનુષ્યો યમુનામાં સ્નાન કરી મંદિરોમાં દર્શનાર્થે જતાં હોવાથી મંદિરોમાં ભારે ભીડ થાય છે.

લગભગ આઠ વાગ્યાના સુમારમાં જ્યારે મૃધુવહન સ્નાન કરતો હતો ત્યારે તેના એક નોકરે આવી તેને કહ્યું:—

" સાહેબ! એક વૃદ્ધ માણસ આપને મળવા ઇચ્છે છે. તેના મકાનમાં ખૂન થયું છે, એવું તે કહે છે "

તે યમદ્વિતિયા પર ખાસ ડયુટીપર નિમાઇને એક અઠવાડિયા માટે મથુરા આવ્યો હતો. આવા મેળાઓમાં ઘણા ગુન્હા બને છે. દરવરસે યમદ્વિતિયા પર કંઇ નહીં ને કંઇ એવા મામલા મળી આવે છે કે, તેની પાછળથી તપાસ કરવી મહા મુશીબત ભર્યું કામ થઇ પડે છે. તેથી આ વર્ષે એ મેળામાં બનતા ગુન્હાઓની તાબડતોબ તપાસ કરી અપરાધીઓને પકડવાનું કામ સોંપી તેને ડિટેકટીવ ખાતાએ મથુરા મોકલ્યો હતો.

તેમણે નોકરની વાત સાંભળી જેટલી ઉતાવળ થાય તેટલી ઉતાવળથી તે નાહી ધોઇ તેની ઑફીસમાં આવ્યો. ઑફીસમાં આવી જોયું તે એક વૃદ્ધ મનુષ્ય એક બેન્ચપર છાનોમાનો બેઠો છે. ડોસો પોતાના વિચારમાં એવો લીન થઇ ગયો હતો કે, મારા આવવાની ખબર સુદ્ધાં તેને પડી નહિ; જ્યારે તેણે ટેબલ પાસે જઇ ખુરશી ખેંચી ત્યારેજ વૃદ્ધને તેના આવવાની વાત જાણી.

એ ડોસાની ઉમ્મર પાંસઠ વર્ષથી ઓછી નહોતી. ગૌરવરણું શરીર, લાવણ્યતાશુન્ય મુખ, માથાપરના તથા દાઢી મૂછના સઘળા વાળ સફેદ, શરીરમાંથી લટકી પડેલાં માંસ ચાંમડી તથા આંખો ઉંડી પેસી ગએલી તેજહિન હતી તેણે પહેરેલાં કપડાંમાં એક ધોતીઉં. એક વૈષ્ણવી ફેમનની બંડી, ખભાપર રાધાકૃષ્ણ ઉપરણો, માથાપર ભૈયાસી મલમલની ભરેલી ટોપી તથા પગમાં દેશી જોડા હતા.

મારી ખુરશી ખડખડતાંજ તે ચમકીને બેન્ચપરથી ઉભો થઇ ગયો અને બે હાથ જોડી બોલ્યોઃ—

"મહેરબાન સાહેબ! મને બચાવો! બચાવો! મારો નાશ થાય છે! બચાવો! આ ગરીબ બ્રાહ્મણને જીવતદાન આપી બચાવો! જમના મા તમારૂં ભલું કરશે. જય જમુના મૈયાકી!"

ડોસો કોઇ મોટા દુઃખમાં પડયો છે. એવું એના ચહેરા ઉપરથી સમજાતું હતું. મધુવદને તેને ધૈર્ય આપી શાન્ત કર્યો તથા પાસેની ખુરશીપર બેસવાનો ઇશારો કર્યો.

ડોસો ખુરશીપર બેઠો એટલે મધુવદને પૂછ્યું:—"આપ કયાંથી આવ્યા છો? ગભરાઓ નહિ. સર્વ હકીકત વિગતવાર કહો, મારી તમને શી મદદ જોઇએ છીએ તે જણાવો."

ડોસો વિનિત ભાવથી બોલ્યોઃ—"હું મથુરામાં કૃષ્ણગલીમાં રહું છું. મારા મકાનમાં એક ખૂન થયુ છે. મને એ ખૂનના ઝગડામાંથી બચાવો સાહેબ!"

ડોસાની વાત સાંભળી તે આશ્ચર્યમાં પડયો. એક ભલા માણસના અને તે પણ મથુરાજીના ચોબાજી—એક પંડયાના ઘરમાં ખુન! તીર્થસ્થાન મથુરાજીની કૃષ્ણગલીમાં આવી મનુષ્ય હત્યા! ઘણીજ આશ્ચર્યની વાત!

મધુસૂદને ડોસાને પૂછ્યું:—" તમારા પોતાના ઘરમાંજ ખુન થયું છે. ?

ડોસો:—" જી, હા; મારા પોતાના ઘરમાંજ ખુન થયું છે. હું વગર મોતે માર્યો ગયો ! મારૂં નામ, કિર્તી યશ સર્વ માર્યું જાય છે. મારી આજીજીવિકા સુદ્ધાં મારી જશે !"

મેં:—" કોનું ખુન થયું છે ?"

ડોસો:—" મારા એક ભાડુત યજમાનનું મારૂં મકાન બે ચોકનું છે. અન્દરના ચોકમાંના ઓરડામાં હું સહપરિવાર રહું છું અને બહારના ચોકમાંની ઓરડીઓમાં ભાડુત યજમાનો ઉતરે છે. મારા ભાડુતો કાયમના ભાડુતો નથી હોતા. દૂર દૂરથી જે ગોકુળ–મથુરાની યાત્રા તથા યમુનાપાન કરવા આવે છે તેજ લોકો–યજમાનો એક, બે, ત્રણ કે ચાર અઠવાડિયાં માટે એ ઓરડીઓમાં રહી ચાલ્યા જાય છે. હું તેમની પાસેથી દરરોજના હિસાબે ભાડું લઉં છું. ભાડા ઉપરાંત જતી વખતે દક્ષિણા તરીકે તેને જે આપવાની ઇચ્છા હોય તે આપે છે–કોઇ ચાર આના, કોઇ આઠ આના, કોઇ રૂપીઓ, કોઇ પાંચ રૂપીઆ, જેને જેટલી શ્રદ્ધા હોય તેટલું તે આપે છે તે ઉપરાંત ભાંગ-ઠંડી પીવા મળે છે અને ચકાચક પણ ઉડે છે ! '

એટલું કહી વૃદ્ધ બ્રાહ્મણ–ચોબાજીએ જય જમના મૈયાકી ! બોલી એક ઠંડો શ્વાસ લીધો; પછી જરા શાન્ત પડયા પછી તે આગળ બોલ્યો– " આજ યમ દ્વિતિયા છે. આજુ બાજુથી તથા દેશ દેશાન્તરમાંથી ઘણા લોકો યમુનાસ્નાન કરવા આવ્યા છે. યમુનાજીના ઘાટ પર જેવી ભીડ છે, તેવીજ ભીડ આખા મથુરામાં તથા અમારી કૃષ્ણ ગલીમાં પણ છે. મારા મકાનના બહારના ચોકમાં જેટલી ઓરડીઓ છે. તે

સર્ગમાં આજ બે ત્રણ દિવસથી યાત્રાળુઓ ઉતર્યા છે.એ યાત્રાળુઓ પૈકી એકનું ખુન થયું છે!"

ડોસાની વાત સાંભળી તે ચમકી બોલ્યો:—" ત્યારે શું તમે પૂરી હકીકત જાણ્યા વિનાજ અહીં ફર્યાદ કરવા આવ્યા છો?"

તેનું કહેવું સાંભળી ડોસો ગરમ થયો નહિ. બોલ્યો:—" હું ઘણો ગભરાઇ ગયો છું સાહેબ! હું સર્વ હકીકત બરાબર કહી શકીશ નહિ. આપને યોગ્ય લાગે તે કરો. જય જમના મૈયાકી!"

વાસ્તવિક રીતે જોતાં ડોસો ઘણો ગભરાયો હતો, તેથી મધુવદનને તેના પર કોઇ જાતનો શક ગયો નહિ. અને તેને કહ્યું:—" તમે જરા શાન્ત થઇ બેસો. સર્વ વાત સ્થિરતાથી મને સમજાવીને કહો. જો આપ ખરેખરા નિર્દોષજ હશો તો તમને ડરવાની કંઇ જરૂર નથી; મારાથી બનશે ત્યાં સુધી હું તમને બચાવીશ."

મધુવદનનું આવું કહેવું સાંભળી ડોસો કેટલાક વખત સુધી ચુપચાપ બેસી રહ્યો, પછી ધીમે ધીમે કહેવા લાગ્યો:—

" જય જમના મૈયાકી! ભગવાન આપનું ભલું કરે! હું વૃદ્ધ બ્રાહ્મણ— મથુરાજીનો ચોબો-પંડયાજી છું. આ વૃદ્ધ પંડયાજીનો આશીર્વાદ કદી મિથ્યા જશે, નહિ. જય જમના મૈયાકી!"

તેણે એક શ્વાસ ફરીથી લઇ વળી આગળ કહેવા માંડયું. " ગઇ કાલે સાંજના ચાર વાગ્યાના સુમારમાં એક ભલો જાત્રાળુ સહકુટુમ્બ મારી પાસે આવ્યો. તેણે ત્રણ દિવસને માટે મારા મકાનમાંની એક ઓરડી ભાડે માંગી. હું બધી મળીને સોળ ઓરડીઓ ભાડે આપું છું. નીચે આઠ અને ઉપર આઠ. ઓરડીઓ જો કે નાની છે, પણ તે સાફસુફ અને ખુલ્લી છે. તેમાં પ્રકાશ તથા હવા સારી પેઠે આવે છે. કાલ સાંજ સુધીમાં-એ ગૃહસ્થ મારી પાસે આવ્યો ત્યાં

સુધીમાં—નીચેની સઘળી ઓરડીઓ અને ઉપરની ૭ ઓરડીઓ ભાડે અપાઇ ગઇ હતી, માત્ર બેજ ઓરડીઓ ઉપલા ભાગમાં ખાલી હતી. એ નવા આવેલા ભલા ગૃરસ્થે એ બે ઓરડીઓ પૈકી એક ઓરડી પસંદ કરી. ત્રણ દિવસના પાંચ રૂપીઆ ભાડુ ઠર્યું. ભાડુ મને તેણે અગાઉથીજ આપ્યું. મેં ઓરડીના તાળાની કુંચી તેને આપી. તે બને સ્ત્રી પુરૂષ એ ઓરડીમાં રહ્યાં."

"આજ સવારના સાતા વાગે જ્યારે હું એ ગૃહસ્થને આપેલી ઓરડીની આગળના વરંડામાંથી બહાર નિકળતો હતો ત્યારે મેં એ ઓરડીનાં બારણાં બંધ જોયાં. આઠ વાગતા સુધી બારણાં બંધ છે, એ જાણી મને નવાઇ લાગી. મેં વિચાર્યું—ઘણું કરી એ લોકો યમુનાજી સ્નાન કરવા ગયાં હશે, પણ ફરીથી બારણા તરફ જોયું ને તપાસ્યુ તો બારણાં અંદરથી બંધ કરેલાં હતાં ઘણું કરીને દૂરની મુસાફરીમાંથી આવ્યાં હશે તેથી થાકી ગયેલાં હોવાથી હજુ સુધી ઉંઘતાં હશે, એવો વિચાર કરી ત્યાંથી આગળ ચાલ્યો; થોડે દૂર જતાં હુ અકસ્માત ચમકી ઉઠયો! એ ઓરડીમાંની ચોકડીમાંથી પાણી જવાની જે મોરી આગલા વરંડામાં થઇને જતી હતી, તેમાં લોહી જોવામાં આવ્યું! એ લોહી જોતાંજ મારા હોશ ઉડી ગયા! આ શું થયું! જરા નીચો નમી એ મોરી બારિકાઇથી જોવા લાગ્યો અંદરથી મને એ લોહી વહી આવતું જણાયું. ઉભા થઇ ઓરડીના બારણાને ધક્કો માર્યો, પણ કોઇ બોલ્યું નહિ."

"આ ગરબડાટ સાંભળી જોતા જોતામાં એ જગાપર ઘણાં માણસો ભેગાં થઇ ગયાં. સગળા લોકો પોકારી પોકારીને ઓરડીનાં બારણાં ઠોકવા લાગ્યા; પણ કંઇજ પરિણામ આવ્યું નહિ. કેટલાકે બારણું તોડી નાખ-

વાની સલાહ આપી, પણ હું ડરનો માર્યો ધ્રુજતો હતો–મારાથી બારણું તોડવાનું સાહસ ના થયું."

"થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી મેં એ હકીકત પોલીસમાં જાહેર કરવાનો નિશ્ચય કર્યો. હું આપની ઓફીસમાં આવ્યો. આપના નોકરે આપ સ્નાન કરતા હોવાથી મને બેસવા કહેવાથી હું બેઠો. આપ આવ્યા એટલે આપને મેં મારી હકીકત નિવેદન કરી છે હવે માત્ર આપનોજ ભરોસો છે. જે ઘટના બની છે. તે જોતાં તો મારી હવે બિલકુલ આશા તૂટી ગઈ છે–હવે પછી મારા :મકાનમાં કોઈ યાત્રાળુ યજમાનો ઉતરશે નહિ. હાય ? મારી પેદાસ બંધ થઈ ગઈ ? હવે હું શું કરીશ ? હું વગર મોતેંજ માર્યો ગયો !"

આટલું બોલી વૃદ્ધ ચોબાજી બોલતો ચૂપ રહ્યો. મધુવદન તૈયારી કરવામાં વિલંબ કર્યો નહિ. કેટલાક પોલીસ સિપાઈઓને સાથે લઈ ઝટપટ કૃષ્ણગલી તરફ એ પંડયાજી સાથે રવાના થયો.

લગભગ અગીઆર વાગે તેઓ એ વૃદ્ધ પંડયાજીને ત્યાં જઈ પહોંચ્યા ઓફિસમાંથી કૃષ્ણગલીમાં પહોંચતાં અર્ધા કલાકથી વધુ વખત લાગ્યો ન હતો.

પંડયાજીનું મકાન દેખાવમાં મોટું પણ ઘણુંજ જૂનું પૂરાણું હતું. મકાનની એક તરફ બગીચો હતો. બગીચાની ચારે તરફ લોઢાના સળીઆનું કમ્પાઉન્ડ ભરી લીધું હતું; પરંતુ એ લોખંડી સળીઆની દિવાલ સઘળી ભાગી તૂટી હાલતમાં પડી હતી–મકાનની મરામત–દુરસ્તી ઘણા વખતથી થઈ નથી એમ જણાતું હતું. બહારની દિવાલપર લુણો લાગી તેના પરની છો સઘળી ઉખડી જવાથી ઇંટો દેખાતી હતી. ઇંટોમાં પણ કેટલીક ઇંટો લુણો લાગી ખવાઈ જવાથી દિવાલમાં મોટાં ગાબડાં પડયાં હતાં.

પંડયાજીના કહેવા પ્રમાણે તેના મકાનના બહારના ચોકમાં બરાબર સોળ ઓરડીઓ હતી. મકાનમાં પેસતાંજ પંડયાજી મધુવદનને ઉપર લઈ ગયો અને જે ઓરડીની ચોકડીની ગટરમાં લોહી વહેતું હતું તે તેણે બતાવ્યું. થોડો વખત લોહી જોયા તપાસ્યા પછી મેં ઓરડીના બારણામાં એક વખત ધક્કો માર્યો, પણ અંદરથી કંઇજ ઉત્તર મળ્યો નહિ. મેં સિપાઇઓને ઓરડીનું બા ણું તોડવા હુકમ કર્યો. મકાન જૂનું-પૂરાણું હોવાથી ઓરડીનું બારણું તોડતાં કંઇ વધારે મહેનત પડી નહિ બારણું ઉઘડતાંજ તે ઓરડીમાં દાખલ થયો અંદરનો દેખાવ જોઇ મધુવદન ચમકી ઉઠ્યો. જોયું તો પંડયાજીના મકાનની એ ઓરડીમાં એક યુવાન પુરૂષનું પ્રેત પડયું છે!

---

## પ્રકરણ ૨ જું.

---

### પંડયાજીના ઘરની તપાસ.

પાછલા પ્રકરણની છેવટમાંઃ—"વૃદ્ધ ચોબાજીના મકાનની આગલા ચોકમાં આવેલી ઓરડીઓ પૈકીની ઉપલા મજલાની એક ઓરડીમાં દાખલ થઇને મેં ત્યાં એક યુવાન પુરૂષનુ પ્રેત પડેલું જોયું. એટલું હુ કહી ગયો છું.

એ પ્રેતને તપાસીને જોતાં તેની છાતીમાં એક નાનો છરો આંતરડાં સુધી પેઠેલો જણાતો હતો અને છાતીમાંથી લોહી નીકળીને તે વહી ગયું હતું.

એ ઓરડી ઘણી નાની હતી—આઠ હાથથી વધારે લાંબી પહોળી નહોતી. હમેશાં નવા નવા ભાડુતો આવતા હતા તેથી એક પ્રકારે તે ગંદી હતી.

જમીન ઉપરની ફર્સ બધી ધૂળ જામી જવાથી કાળી થઇ ગઇ હતી, જેથી એ ઓરડીમાં જનારના પગ તુરતજ મેલા થતા હતા.

એ નવા યાત્રાળુ ભાકુત પાસેના સામાનમાં એક ટીનની ટ્રંક, એક ગાદલું અને ઓશીકું, બે ધોતીઆં, એક ઓઢવાની રજાઇ અને એક ગરમ બનાતનો કોટ હતાં. જમીનપર એક ચટાઇ ઉપર એક રજાઇ તથા બે તકીઆ પડયા હતા, તેના પર એ યુવકનું મુડદું પડેલું હતું.

વૃદ્ધ પંડયાજીના કહેવા પ્રમાણે એ ઓરડીમાં પાછળ બે બારીઓ હતી, જે પૈકી એક ઉઘાડી અને એક બંધ હતી.

સાધારણ નજર ફેરવી મકાનની ચારે તરફથી તપાસ કરી મધુવદને એ પડેલા પ્રેતની પરીક્ષા કરી જોયું તો એ યુવાન ઘણા વખત પહેલાંનો મૂએલો હતો, આખું શરીર અકડાઇ ગયું હતું. છાતી-માંના ઘામાંથી લોહી વહેવું પણ બંધ થઇ ગયું હતું.

જોતા જોતામાં એ ઓરડીમાં ઘણાં માણસો ભરાઇ ગયાં—'તમાસાને તેડું નહિ' એ કહેવત પ્રમાણે 'મકાનમાં ખૂન થયું છે,' એવું સાંભળીને ચારે તરફના લોકો ત્યાં દોડી આવતા હતા. આવી રીતે ઘણી ભીડ થવાથી મધુવદને લાચારીથી બે સિપાઇઓને ભીડ હટાવવાનું કહેવું પડયું.

જયારે એ ઓરડીમાં હું, મકાનનો માલીક વૃદ્ધ પંડયો અને પોલીસ સિપાઇ શિવાય અન્ય કોઇ ના રહ્યું ત્યારે મધુવદને ઓરડીનું બારણું બંધ કર્યું.

મધુવદને વૃદ્ધ બ્રાહ્મણ—ચોબાજીને પૂછયું:—"કેમ મહારાજ! તમારા સિવાય બીજાં કેટલાં માણસો તમારે ત્યાં છે!"

ચોબાજી:—" મારી સ્ત્રી, એક છોકરો અને એક છોકરી—એ ઉપરાંત એક નોકર અને પાંચ કામકાજ કરનારી દાસીઓ અહીં રહે છે."

મધુવદન—" તમારૂં કુટુંબ તો એટલું બધું મોટું નથી છતાં પાંચ દાસીઓ રાખવાનું શું કારણ છે?"

ચોબાજી:—" એ દાસીઓ મારા ઘરના કામકાજ માટે રાખવામાં આવી નથી—એ તો મારે ત્યાં જે યાત્રાળુઓ આ મકાનમાં ભાડે રહેવા આવે છે, તેમનું કામકાજ કરવાની સગવડ સાચવવા માટે રાખેલી છે—મારા કુટુંબ માટે તો માત્ર એક નોકર છે તેજ કામકાજ કરે છે. જ્યારે મારે ત્યાં કોઇ યાત્રાળુ ભાડુત નથી હોતો ત્યારે હું તેમને માત્ર ખાવાનું મારે ત્યાંથી આપું છું. યાત્રાળુઓને સગવડ હોય તો તે સગવડને ખાતર મોં માગ્યું ભાડું આપે તેટલા માટે પાંચ દાસીઓ મેં રાખી છે."

મધુવદન—" એ દાસીઓ રાતે કયાં સૂવે છે?"

ચોબાજી:—" આ મકાનમાં ઘણે ભાગે એક બે ઓરડીઓ ખાલી પડી રહે છે તેમાં તે સુવે છે, જ્યારે કોઇ ઓરડી ખાલી નથી હોતી ત્યારે તે સર્વ અંદરના ચોકમાં પડી રહે છે." આજે તે અંદર સુતી હતી.

મધુવદન—" આ મરનાર માણુસનું નામ ઠામ તમે કહી શકો છો?"

ચોબાજી—" જી હા, જે વખતે તેણે મને ઓરડીનું ભાડું આપ્યું હતું, તે વખતે રસીદ આપવા માટે મેં રસીદમાં તેનું નામ ઠામ લખવા સારૂં તેનું નામ-ઠામ પૂછ્યું હતું. એનું નામ બંસીલાલ છે; હા, પણ મને હવે યાદ આવ્યું કે, એની સાથે જે સ્ત્રી હતી અને તેની પત્ની છે, એવું મરનારે મને કહ્યું હતું તે કયાં છે?"

મધુવદન—" સ્ત્રી ક્યાં છે? હોય તો બારણાં બંધ હતાં એટલે આ ઓરડીમાંજ હોય ને?"

ચોબાજી—" હું આપને પ્રથમજ કહી ગયો છું કે, એ ગૃહસ્થ એક સ્ત્રી સાથે અહીં આવ્યો હતો—ને સ્ત્રી કયાં છે? તે રાતે અહી-આ ઓરડીમાંજ એની સાથે સૂતી હતી એ મને બરાબર યાદ છે, તે આ વખતે કેમ દેખાતી નથી?"

મધુવદન—" એ સ્ત્રી કેટલી ઉમ્મરની હતી, તે કહી શકો છો?"

ચોબાજી—" મેં તેનો ચહેરો સારી રીતે જોયો નથી, પણ એટલું કહું છું કે, તે પચીશ વર્ષથી વધારે ઉમ્મરની નહોતી-લગભગ વીશ પચીશ વર્ષની લાગતી હતી. શરીરે પણ સુન્દર દેખાવની હતી. અરેરે! એ બિચારીને તેના પતિનું ખૂન કરીને કોણ ઉપાડી ગયું હશે?"

મધુવદન—' પંડયાજી! આ ખૂન એ કંઇ સાધારણ વાત નથી. આ રહસ્યની અંદર કંઇક ગૂઢ તત્વ અવશ્ય છુપાયેલું છે. કાંતો એ સ્ત્રી પોતેજ નાસી ગઇ છે, અથવા તેને કોઇ બળાત્કારે ઉપાડી ગયું છે."

વૃદ્ધ પંડયાજી કંઇક બોલવા જતો હતો, પણ મધુવદને તેને બોલતો અટકાવીને તે કામમાં લાગી ગયો. ધુંચવાયેલું કોકડું ઉકેલવા માટે તેનો છેવટનો કે પહેલેનો છેડો શોધી કાઢવો પડે છે. સર્વથી પહેલાં મધુવદને એ ઓરડીની જમીન તપાસી. જમીન પર ત્રણ જાતનાં પગનાં નિશાન પગલાં પડેલાં જણાયાં. ઓરડીમાં જ્યારે બેજ માણસ ઉતર્યાં હતાં ત્યારે આ ત્રીજા માણસના પગનાં નિશાન અહીં કયાંથી પડયાં? મરણ પામેલા યુવકના પગનાં નિશાન તેણે ઓળખી લીધાં બીજા મનુષ્યનાં પગનાં નિશાન ઘણાંજ નાનાં-નાજુક હતાં, એ પદચિન્હ અવશ્ય તેની સાથેની સ્ત્રીનાં છે, એવી મધુવદને કલ્પના કરી. ત્રીજી જાતનાં પદચિન્હ એ બે પ્રકારનાં પદચિન્હથી કંઇક મોટાં-સ્થૂલ હતાં.

સ્ત્રીનાં પદચિન્હ તથા ત્રીજા માણસનાં મોટાં પદચિન્હ ઓરડીમાં ઘણી જગાએ ફરતાં ફરતાં પાછળની ઉઘાડી બારી સુધી ગયાં હતાં. બારીમાં ડોકું ઘાલીને જોયું તો પાછલા ભાગમાં નીચે એક નાનો સરખો બગીચો જોવામાં આવ્યો. બારીમાંના સળીઆ પૈકી બે સળીઆ હાલતા જણાયા. હાથ લગાડી જોતાં તે બંને સળીઆ બારીમાંથી કાપી નાખી અલગ કરેલા માલૂમ પડયા. એ સળીઆને કાઢી નાખ્ય સળીઆ કાઢી નાખ્યા પછી જે પોલાણ રહ્યું તેનું માપ લીધું તો એટલી જગામાંથી એક માણુસ સુખેથી અંદર આવી શકે એવું લાગ્યું બીજા સળીઆમાં એક સુતરની મજબુત દોરી બાંધેલી હતી તે નીચે બગીચાની જમીન સુધી લટકતી હતી. એ દોરીમાં થોડા થોડા અંતરે ગાંઠો પાડેલી હતી.

હવે મધુવદનને પૂરેપૂરી ખાત્રી થઇ કે, નીચેના બગીચા વાળે રસ્તેથીજ આ દોરી માર્ફત કોઇ મનુષ્ય આ ઓરડીમાં આવ્યો છે; આ ત્રીજી જાતનાં પદચિન્હ–પગલાંનાં નિશાન તેનાજ છે. એ હત્યાચારો મનુષ્ય આ યુવકને મારી નાખીને એની સ્ત્રીને લઇ ગયો છે. હવે જોવું જોઇએ કે, એ સ્ત્રી પણુ આ ખૂન કરવામાં સામેલ છે કે, નહિ?

ઓરડીમાંની બીજી સર્વ વસ્તુઓ સારી પેઠે તપાસી લીધા પછી મધુવદન વૃદ્ધ પંડયાજીને લઇ નીચેના બગીચામાં ગયો. બગીચામાં જઇ જે બારીના સળીઆમાં દોરી બાંધી હતી તથા જેના બે સળીઆ કાઢી નાખ્યા હતા, તે બારી નીચે જઇ તપાસવા લાગ્યો. બગીચાની દશા ઘણીજ ખરાબ હતી. ચારે તરફ કચરો પૂંજો, લાકડાં, પથરા ભરેલાં હતાં. ત્રણે બાજુની દિવાલો-કમ્પાઉન્ડ–તદન ખંડેર જેવી સ્થિતિમાં હતાં. શિયાળ અને કૂતરાં ત્યાં રાત દિવસ પડી રહેતાં હતાં

એને બગીચો શા માટે કહેવો જોઇએ—તે એક પ્રકારનો નર્ક કુન્ડજ હતો. ગમે તેમ હો; એ બારીની નીચે પડેલાં પગલાંનાં નિશાન જોયાં તો ને બે પ્રકારનાં પડેલાં હતાં. બારી નીચેથી તે બંને પ્રકારનાં પગલાં ઠેઠ બગીચાની પડી ગએલી દિવાલ સુધી ગયાં હતાં; તે પછી તે જણાતાં નહોતાં.

હવે મધુવદનને ખાત્રી થઇ ગઇ કે, એ સ્ત્રી પણ આ ખૂનમાં ભળેલી છે. જો તેની મરજી વિરૂદ્ધ બળાત્કારે લઇ જવામાં આવી હોત તો આવી રીતે—રાજી ખુશીથી જતા માણસ જેવાં—તેનાં પગલાં જમીન પર પડેલાં હોત નહિ, એવે પ્રસંગે જરૂર બીજો માણસજ તેને ખભે નાખીને અથવા ઘસરડીને લઇ ગયો હોત; જે પ્રકારનાં પગલાં પડેલાં હતાં તે ઉપરથી એવી ખાત્રી થતી હતી કે, એ સ્ત્રી પોતાની રાજીખુશીથીજ ગઇ છે અને જરૂર તે આ ખૂન કરવામાં સંમિલિત છે એમાં શંકા નથી બગીચામાં જે કંઇ જોવાનું હતું, તે જોઇ તે પછી મધુવદન ઉપર જયાં ખૂન થયું હતું તે ઓરડીમાં આવ્યો. ઓરડીમાંનો મરનાર યુવકનો સામન એક એક કરીને તપાસી નાખ્યો. પેટી—ટ્રંકમાં કપડાં લત્તાં ભરેલાં હતાં, પણ તેમાંથી કંઇ પૈસા ટકા નિકળ્યા નહિ. યુવકના કોટ, જેકીટનાં ખીસ્સાં જોતાં પણ તેમાંથી એક પાઇ સરખીયે નિકળી નહિ. વૃદ્ધ પંડયાજી—ચોબાજીએ કહ્યું કે એ યુવતીના શરીર પર બે ત્રણ હજારના દાગીના પહેરેલા હતા તથા આ યુવકના જેકીટના ખીસ્સામાં પણ સોનાના અછોડાવાળું સોનાનું ઘડિયાળ, હાથમાં સોનાની હીરા માણેકની વીંટીઓ અને ગળામાં સોનાની સાંકળી પહેરેલાં હતાં અને ખમીસ તથા કોટનાં બટન પણ સોનાનાં હતાં.

પંડયાજીના કહેવા પૈકી એક પણ વસ્તુ ઓરડીમાં કે મૃત યુવકના શરીરપર કિંવા કપડાં—કોટ જેકીટમાં નહોતી. આ ઉપરથી

મધુવદન સમજી ગયો કે, સ્ત્રી સર્વ કંઇ લઇ આ યુવકનું ખુન કરી કે કરાવી ખુનીની સાથે નાસી ગઇ છે.

પંડયાજીની એ ઓરડીમાં હવે કંઇજ તપાસવાનું બાકી રહ્યું નહિ મધુવદનને મરનારના નામ—બંસીલાલ સિવાય બીજી કંઇજ માહિતી ત્યાંથી પ્રાપ્ત થઇ નહિ. એકલા બંસીલાલ નામ ઉપરથી મૃતમનુષ્યનો તથા તેનાં ખુની સ્ત્રી પુરૂષનો પત્તો કેવી રીતે મેળવવો તેના વિચારમાં મધુવદન લીન થઇ થોડીવાર ત્યાંજ ઉભો રહ્યો. કંઇજ સૂઝ પડી નહિં તેથી તે ત્યાંથી નિકળી જવા તૈયાર થયો; ઓરડીમાંથી બહાર નિકળવા જતો હતો તે વખતે ઓરડીના બારણા પાછળના ખુણામાં પડેલા એક બળેલા કાગળ પર તેની દ્રષ્ટિ પડી. કાગળ બળી ગયેલો હતો છતાં તે અકબંધ હતો. એને ઉપાડી લેતાં એ કાગળના બળેલા આકારની રાખોડી થઇ જવાનો ભય હોવાથી હરેક પ્રકારે તેને ત્યાંને ત્યાંજ જેવી સ્થિતિમાં પડયો હતો, તેવીજ સ્થિતિમાં તપાસી લેવો એ યોગ્ય હતું.

ઓરડીના બારણાના જે ખુણામાં એ બળેલો કાગળ પડયો હતો, તેની નજીકમાંજ એક અર્ધ બળેલી મિણબત્તી પડી હતી. મધુવદને તે મિણબત્તીને સળગાવી. એ મિણબત્તીના પ્રકાશમાં મેં જોયું તો માલૂમ પડયું કે એક લખેલો પત્ર બાળી નાખવામાં આવ્યો છે. એ પત્ર અડધો બળેલો હતો; જે ભાગ પૂરેપૂરો બળ્યો નહોતો, તે સારી રીતે વાંચી લેવામાં આવ્યો. જે અક્ષરો વંચાયા તે મધુવદને નોટ કરી લીધા. અડધો બળેલો પત્ર લઇ ખીસ્સામાં મૂકયો. આટલી તપાસ કરી તે ત્યાંથી પંચક્યાસ કરી બહાર નિકળી યુવકના મૂડદાને ઇસ્પિતાલમાં-જ્યુરીહાઉસમાં-મોકલવા હુકમ કરી તેની ઓફિસમાં ગયો.

---

# પ્રકરણ ૩ જું.

---

મધુવદન પોતાની ઓફીસમાં જઇ બળેલો પત્ર જે તેને મળ્યો હતો તે ફરીથી જોયો. એ પત્રની મતલબ પુરેપુરી સમજાતી નહોતી, પણ એ પત્ર ઉપરથી મરનાર યુવકના સાસરાના ગામનો ઘણે ભાગે કંઇક પત્તો લાગશે એમ તેને સમજાયું. વાંચકોને ગુંચવણમાં નહિ નાખવાને એ બળેલા પત્રનો જે ભાગ વાંચી શકાય એવો હતો અને જે મેં વાંચ્યો હતો તેની નકલ અહીં આપું છું.

... ... ... ... ... ... ... ... ... ઘણું સારૂં થયું.
... ... ... ... ... ... ... ... શુરા આવ્યો. જે ઘરમાં
... ... ... ... ... ... ... ... રસ્તો હું જાણું છું.
... ... ... ... ... ... ... ... ... ક વાગે રાતે તા
... ... ... ... ... ... ... ... અને પૂરો કર્યા પછી
... ... ... ... ... ... ... ... ... ... ઠીક કર્યું.
... ... ... ... ... ... ... ... મળશે. છરો બરાબર
... ... ... ... ... ... ... ... ... ... સાવધાની
... ... ... ... ... ... ... ... ... મળવું નહિ.
... ... ... ... ... ... ... ... તારા બાપ પાગલપુરમાં
... ... ... ... ... ... ... ... સ વાળા પકડે નહિ
... ... ... ... ... ... ... ... તારો "નવલચંદ્ર"

એ કાગળનો બળતાં બચેલો ભાગ વાંચી મધુવદને એવો નિશ્ચય કર્યો કે બંસીલાલની સ્ત્રી આ નવલચંદ્રની સાથે નાસી ગઇ છે. નવલચંદ્રેજ બંસીલાલનું ખુન કર્યું છે. બંસીલાલનું સાસરૂં પાગલપુરમાંજ

છે. રાતનાં ,એક વાગે આ બનાવ બન્યો છે. એવું સમજાય છે કે, નવલચંદ્ર સાથે બંસીલાલની સ્ત્રીનો પ્રેમ ઘણા દિવસથી છે. એ નવલચંદ્ર પણ પાગલપુરનોજ રહેવાસી છે, એવું માનવામાં આશ્ચર્ય નથી અને બંસીલાલની સ્ત્રીનું પીયર–બાપનું ઘર ત્યાંજ હોવું જોઇએ.

ગમે તેમ હો પણ કામમાં હવે વિલંબ કરવો જોઇએ નહિ, એવો વિચાર કરી તુરત મધુવદન રેલ્વે સ્ટેશનપર ગયો અને સૌથી પહેલી જે ટ્રેન તેને મળી તેમાં ચઢી બેઠો. પાગલપુર કલકત્તા સ્ટેશનથી પાંચ મેલના છેટા પર આવેલું એક નાનું પણ સુંદર ગામડું હતું તે વખતસર કલકત્તેથી પાગલપુર જઇ પહોંચ્યો. ગામમાં જઇ નવલચંદ્રની શોધ-ખોળ કરવા માંડી. એક ચોગાનમાં વડના વૃક્ષ નીચે તળાવના ઘાટ પાસે કેટલાક માણસોનું એક ટોળું બેઠું હતું, તેમાં એક તરફ ચાર સારા માણસો ગંજીફાનાં પત્તાં લઇ બીઝીકની રમત ખેલી રહ્યા હતા. મધુવદન એ લોકો પાસે જઇ બેઠો તેના સાધારણ વેશમાં તેમણે તેને કલકત્તીઓ બાબુ માની લઇ સન્માન પૂર્વક બેસાડયો. તે પછી તે પાછા તેમની રમત રમવામાં એક તાન બની ગયા. મધુવદન પણ તેમની રમત જોતો થોડી વાર ત્યાંજ બેસી રહ્યો. જ્યારે તેમનો દાવ પૂરો થયો અને બીજા દાવ માટે ગંજીફાનાં પત્તાં ચીપવા લાગ્યા ત્યારે મધુવદને પાસે બેઠેલા એક ગૃહસ્થ સાથે નીચે પ્રમાણે વાત કરવા માંડીઃ—

મધુવદન—તમો આ ગામનાજ રહેવાશી છો?

ગૃહસ્થ—હા. કેમ શું છે?

મધુવદન—મારે એક માણસને મળવું છે;

ગૃહસ્થ—કોને?

મધુવદન—નવલચંદ્ર નામે એક જાણીતા માણસને.

ગૃહસ્થ—તમારે તેનું શું કામ છે; તમો તમારા દેખાવ ઉપરથી તો ઘણા સારા માણસ જણાવો છો, અને એવા માણસને મળવા માંગો તો, તે માટે મને તાજુબી થાય છે; શું તમો તો તેના જેવા નથી?

મધુવદન—શું છે? નવલચંદ્ર કેવો છે?

ગૃહસ્થ—તે હું મારા મુખે કહેતાં પણ શરમાઉં છું; પણ શું તમો તેને ઓળખો છો? શું તે તમારો મિત્ર છે?

મધુવદન—તે મારો મિત્ર તો નથી પણ થવા માંગે છે.

ગૃહસ્થ—જો. જો. સંભાળજો નહિ તો પસ્તાશો. જગતમાં તમોને અન્ય કોઇ ન મળ્યું કે તેની સાથે મિત્રતા બાંધવા અત્રે આવ્યા છો?

મધુવદન—હું મારી ખુશીથી નથી આવ્યો પણ તેના ખાસ બોલાવવાથી અને આગ્રહ કરવાથી અત્રે આવ્યો છું; કારણ મને તેઓ રેલગાડીમાં મળ્યા હતા, અને આવવા ખાસ વિનંતી કરી હતી. તેથી મેં કબુલાત આપેલી તેનું પાલન કરવા આવ્યો છું.

ગૃહસ્થ—સારૂં થયું કે પહેલાં અમોને મળ્યા નહિ તો વખતે કોણ જાણે તમારૂં શું થાત?

મધુવદન—પણ આમ કેમ બોલો છો.! છે શું?

ગૃહસ્થ—તે તો આ ગામનો બદમાશમાં બદમાશ માણસ છે.

મધુવદન—તે એવું તે શું કરે છે કે તમો તેને બદમાશમાં બદમાશ ગણાવો છો?

ગૃહસ્થ—તે હું સર્વે કાંઇ કહેવા માંગતો નથી પણ જગતમાં કોઇ બદમાશમાં બદમાશ માણસ હોય તો તે નવલચંદ્ર છે કારણ

કોઇ પણ એવું કામ નહિ હોય કે તેણે ન કર્યું હોય. જગતમાં ભયંકરમાં ભયંકર અને પાપીમાં પાપીના કામો કરતાં તે સહેજ પણ અચકાય તેવો નથી.

મધુવદન—ત્યારે શું તે અત્રે છે?

ગૃહસ્થ—કોણ જાણે! શું તમો તેને મળવાજ માંગો છો?

મધુવદન—ના,

ગૃહસ્થ—ત્યારે તે છે કે નહિ તેની તમારે શી જરૂર.

મધુવદન—જરૂર વગર તો કાંઇ પૂછાય.

ગૃહસ્થ—કિશોરીલાલ પેલો ડામીસ આપણા ગામમાં છે?

કિશોરીલાલ—નહિ કાલથી જણાતો નથી.

મધુવદન—એમ. મને પણ તે વાત સત્ય લાગે છે. ગૃહસ્થો હું આપ સર્વેનો ઉપકાર માનું છું કે તમોએ મને ચેતાવ્યો હવે હું પાછો ચાલ્યો જાવું છું. પણ સાથે હું કોણ છું, તે તમારે જાણવું છે. તે તમારી નજર ઉપરથી જણાય છે, પણ હાલમાં હું મારૂં પરિચય આપતો નથી. માટે માફ કરશો પણ ભવિષ્યમાં તમો મને જોશો તો ઘણાં આનંદી થશો.

પછી તલાવના કિનારાપરથી એ લોકોની વિદાયગીરી લઇ મધુવદન ચાલતો થયો. બંસીલાલનું સાસરૂં આ ગામમાંજ છે; એની સ્ત્રીનું ચારિત્ર સારૂં નથી. નવલચંદ્ર નામના એક બદમાશ યુવકની સાથે તે પ્રેમમાં પડી છે, બંસીલાલ પોતાને સાસરે આવ્યો હતો, તે પોતાની સ્ત્રીને પોતાની સાથે લઇ યમદ્વીતિયા ઉપર યમુનાસ્નાન કરવા મથુરા ગયો હતો જે દિવસથી બંસીલાલની સ્ત્રી ગઇ છે, તે દિવસથી નવમચંદ્ર પણ ગામમાં નથી.

આ સર્વ હકીકત મળતાં મધુવદનના મનમાં કોઇ પણ પ્રકારનો સંદેહ રહ્યો નહિ. હવે મધુવદન સારી પેઠે સમજી ગયો કે, નવલચંદ્ર બંસીલાલનું ખુન કરી તેની સ્ત્રીને કંઇક નસાડી લઇ ગયો છે. એ બંનેને શોધી કાઢવાથીજ આ મામલાનો અંત આવી જશે નવલચંદને કેવી રીતે પકડી કાઢવો જોઇએ? તેનો વિચાર મધુવદન કરવા લાગ્યો.

એક વાત એવી છે કે, જ્યાં સુધી વિચાર જાય છે ત્યાં સુધી અનુમાન થાય છે કે, નવલચંદ્ર એ સ્ત્રીને-બંસીલાલની સ્ત્રીને-લઇને કલકત્તા તરફજ નાસી ગયેલો હોવો જોઇએ; કેમકે કલકત્તાની નજીકમાંજ તેનું ગામ છે; વળી કલકત્તા એક એવું સ્થાન છે કે, ત્યાં એવી રીતે ખુની, બદમાશો, ચોર, ગલકટ્ટાઓ છુપાઇને નિરાંતે રહી શકે છે. મોટાં શહેરોમાં લોકો પોત પોતાના ધંધાની ચિન્તામાંજ રાત દિવસ લવલીન રહેતા હોવાથી તેમનું ધ્યાન બીજી તરફ જતું નથી, તેથી એવી જગાએ એવા હરામખોરોને ભરાઇ રહેવું ઠીક પડે છે. નવલચંદ્ર પણ આવી રીતે કલકત્તામાંજ કોઇ ગલીકુંચીમાં બંસીલાલની સ્ત્રીને લઇને ભરાઇ રહેલો હોવો જોઈએ. એવો વિચાર કરીને મધુવદન કલકત્તે ગયો.

કલકત્તામાં આવી ઘણી જગાએ શોધતાં શોધતાં છેવટે બાતમી મળી કે, ભડવા સ્ટ્રીટમાં એક બદમાશ માણસ લૉજ અને હોટલ કરીને રહે છે. બહારથી તો તેનો ધંધો લૉજ અને હોટલનો દેખાય છે, પણ અંદર ખાનેથી તેનાં લૉજ અને હોટલ તે ગુન્હાનાં પીઠાં હતાં! એ બદમાશ ત્યાં એક સ્ત્રી સાથે રહેતો હતો, તે સ્ત્રી તેની પરણુત સ્ત્રી નહોતી, પણ કોઇ કુટણખાનાના હડ્ડાવાળી બદમાશ સ્ત્રી પંદર વીશ વર્ષ કુટણખાનું ચલાવ્યા પછી એ લૉજ વાળાની સાથે તેની રખાત સ્ત્રી તરીકે રહેતી હતી. જે મકાનમાં એ બદમાશ પોતાની

રાખેલી સ્ત્રી સાથે રહે છે, તેમાં વખતો વખત ઘણા બદમાશ, લુચ્ચા લફંગા પુરૂષો પોતાની કે પારકી સ્ત્રીઓ સાથે આવી રહેતા હતા. હાલમાં એ મકાનમાં એક નવીન સ્ત્રી એક ઓરડીમાં ગુપ્ત રીતે રહે છે. આવી રીતે જે બદમાશ લફંગાઓ આ બદમાશ લૅાજ અને હોટલ વાળાના આશ્રયમાં આવીને રહે છે તેમની પાસેથી તે પુષ્કળ પૈસા લૂંટે છે આ બાતમી મળતાંજ મધુવદન એ બદમાશના લૅાજમાં પોતાની તરફથી કેટલાક મારા સાગીરદોને વેશ બદલીને કેટલીએ વખત મોકલ્યા, પણ એ કોશિષ ફલદાયી નિવડી નહિ.

આવી રીતે નિરાશા મળતાં એક વખત ખુલ્લેખુલ્લાજ તેના લૅાજમાં જઇ ઝડતી લેવાની મધુવદનને ઇચ્છા થઇ, પણ ‘ એ લૅાજ એક બદમાશનો છે તેણે તેની પાસે કેટલાક ગુંડાઓ રાખેલા છે, અને કદાચ એ મકાનમાંથી ગુન્હેગાર–શકદાર નવલચંદ્ર અને બંસીલાલની સ્ત્રી મળી આવ્યાં નહિ તો હું બેવકુફ બનીશ અને કદાચ શકદારો ચેતી જશે તો ત્યાંથી રફુચક્કર થઇ જતાં મારી સર્વ મહેનત બરબાદ જશે. ’ એવો વિચાર કરી મધુવદને એ ઇચ્છાને રોકી દીધી.

ઘણા વખત સુધી વિચાર કર્યા પછી મધુવદનને એક ઉપાય સુજયો. એ પ્રમાણે કામ લેવાથી અવશ્યજ સફલતા મળશે એવી મારા મનમાં ખાત્રી થઇ. અને તે પ્રમાણે અમલ કરવા ચાલ્યો; આ વાત તો સર્વે માન્ય છે કે કલકત્તામાં વેશ્યાઓ બીજા ભાગો કરતાં વધુ પ્રમાણમાં જોવામાં આવે છે, તથા તેમને જો નાણાની મદદ કરવામાં આવે અને તેમને તેમની મરજી પ્રમાણે નાણાં આપવામાં આવે તો તે દરેક કામ કરવા તૈયાર હોય છે; પછી તે કામ ગમે તેટલું મુશ્કેલ કે જોખમનું હોય પણ તેમાં તે પ્રાણની પણ દરકાર રાખ્યા વગર યા હોમ કરી

પડે છે; કોઇએ સત્ય કહ્યું છે કે "જૂ કરે દરિયામાં ઘર" તે કલકત્તાની વેશ્યાઓના સંબંધમાં તો બરાબર બેસતુંજ આવે છે.

અર્થાત આવા કારણે મધુવદન એક કાબેલ વેશ્યાને ત્યાં જવા લાગ્યો અને હમેશ ત્યાં જઇ પુષ્કળ નાણું આપવા લાગ્યો. વેશ્યા તેની આવા પ્રકારની વર્તણુંક જોઇ મધુવદનને વધુ ચાહવા લાગી. અને તેના વિચાર પ્રમાણે ચાલવા પોતાનું અહોભાગ્ય માનવા લાગી. પરંતુ મધુવદન માત્ર તેનું ગાન સાંભળતો અને ઇનામમાં કેટલાક રૂપીઆ આપી પોતાના સ્થાને ચાલ્યો આવતો હતો.

એક સમયે તે પોતાના જવાના નિયમે ન જતાં વહેલો ગયો. તે વખતે અન્ય કોઇ ગાન વગેરે સાંભળવા આવ્યું નહોતું. તેથી તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો.

"આવો. આવો. ગરીબોના બેલી. આવો." વેશ્યાએ મધુવદનને જોઇ કહ્યું.

"કેમ? મઝામાં તો છોને!"

"આપ જેવા ઉદાર ગૃહસ્થોની દાસી ઉપર કૃપાની નજર હોય તો પછી મઝાજ મઝા છે."

"જો તું મારી મરજી પ્રમાણે કરીશ તો તને માલામાલ કરી દઇશ."

"તેવું તે શું છે?"

"તેં ભડવા સ્ટ્રીટ જોઇ છે?"

"હા."

"ત્યાં એક લોજ છે. તે તું જાણે છે?"

"હા તે તો એક બદમાશની લોજ છે. ત્યાં આગળ તો ઘણું કાવાદાવા રમાય છે. તમારે તેની સાથે શો સંબંધ!"

"સંબંધ તો નથી, પણ થોડા સમય માટે કરવો છે!"

"શા માટે?

"તે હું તને ફરીથી કહીશ. પણ શું તું મારા કામમાં મને મદદ કરીશ? જો તું કબુલાત આપે અને તે પ્રમાણે કરે તો હું તને સારૂં માંગીશ તે ઇનામ આપીશ; અને બનશે તો દરેક માસે તને અમુક રકમ મળે તેવો બંદોબસ્ત પણ કરી આપીશ."

"તેનો શો વિશ્વાસ!"

"તે બાબત તો હું તને વચન આપું છું." તું જાણે છે હું કોણ છું?"

"ના. હું તો તમોને કોઇ સારા ગૃહસ્થ જાણું છું."

"તારી માન્યતા સાચી છે પણ"

આટલું કહી તેણે વેશ્યાને પોતાની પાસે બોલાવી તેના કાનમાં કાંઇ કહેવા લાગ્યો. આમ બરાબર પચીસ મીનીટ સુધી ગુપ ચુપ વાતો થઇ કે વેશ્યાએ કહ્યું "જો એમ હોય તો હું તેમ કરવા કબુલ છું."

"ત્યારે ચાલ હમણાંજ તૈયાર થા."

"એમ તો હુ તૈયાર છું."

પૈસાની લાલચે વેશ્યાને તૈયાર જોઇ

એક ભાડાનો પડદાવાળો ટાંગો તૈયાર કર્યો વેશ્યાને એ ટાંગામાં બેસાડી ગાડીના સર્વે પડદા નાખી દીધા મધુવદને પોતાનો વેશ બદલી નાખ્યો હતો. તથા કેટલાક પોલિસના સિપાઇઓને કલકત્તાના માજી-સ્ટ્રેટ સાહેબની પરવાનગી મેળવી પોતાની મદદમાં લીધા હતા. તેને એ લોજની આસપાસ ગોઠવી દીધા હતા. સીટીનો અવાજ સાંભળતાં એ મકાનમાં મદદે આવી દરોડો પાડે એવું તેમને મધુવદને સમજાવી રાખ્યું હતું.

જ્યારે તેમનો ટાંગો એ બદમાશના લોજ પાસે જઇ પહોંચ્યો ત્યારે રાતના દશ વાગી ગયા હતા. ટાંગામાંથી નીચે ઉતરી મધુવદને લોજના મકાનનો બંધ કરેલો દરવાજો ખડખડાવ્યો. લોજવાળો બદમાશ આ વખતે મકાનમાં નહોતો, પણ બહાર એક દુકાન પાસે ઉભો હતો. મને અજાણ્યો માણુસ જાણી તેણે પુછયું.

"કહો સાહેબ! શો હુકમ છે?"

મધુવદન—"ભાઇ, હું એક મોટી આફતમાં આવી પડયો છું; એક સ્ત્રીને હું નસાડી લાવ્યો છું. તે મારી પ્રેમપાત્રી છે. અમે અત્યારવી ગાડીમાંજ અહીં ઉતર્યાં છીએ હવે એ સ્ત્રીને થોડા દિવસ મારે એકાન્તમાં ગુપ્ત રીતે રાખવી છે; એવી જગાની હું શોધમાં હતો, ત્યાં મને આપના લોજમાં એવી નિર્ભય–સલામત જગા મળી શકશે, એવી બાતમી મળવાથી હું એ સ્ત્રી સાથે અહીં આવ્યો છું. જો આપ મને આપના મકાનમાં એક ઓરડી આપશો તો હું આજની રાત અહીં કાઢીને સવારે ચાલ્યો જઇશ આપ કહેશો તે લવાજમ એના બદલામાં આપવામાં આવશે.

લોજવાળો બદમાશ—"ઓરડી તો મળશે, તમે કહો છો તેવીજ નિર્ભયતાથી અહીં સુખેથી રહી શકાશે, પણ એક રાત રહેવાના લવાજમના રૂપીઆ દશ આપવા પડશે; છે રહેવાની ઇચ્છા?'

મધુવદન "સ્ત્રીને રહેવા લાયક એકાન્ત જુદી જગા છે ને?"

લોજવાળો—"જી, હા; સરસ જગા છે, પણ એક વાત છે, બાબુજી! એક બીજી સ્ત્રી એ જગામાં પહેલેથી આવીને રહેલી છે, એટલે જો તમારી સાથેની સ્ત્રીને તમારી સાથે નહીં રાખતાં જુદી ઓરડીમાં સુવાડવી હશે. તો તે સ્ત્રીના ભેગું તેને રહેવું પડશે."

મધુવદન—" તેની કંઇ અડચણ નથી. ચાલો, એક વખત મને એ જગા તો બતાવો ? "

આ વખતે એક બીજો માણુસ ત્યાં આવી પહોંચ્યો. તેણે આવતામાંજ કહ્યું—" નહિ, એ ઓરડીમાં બીજી સ્ત્રી રાખી શકાશે નહિ."

એ માણસની વાત સાંભળી લોજવાળો હસી પડયો. તે બોલ્યો.

" નવલ બાબુજી ! તમારે માટે શું હું દશ રૂપીઆનું નુકશાન વેઠી લઉં ? આ માણુસ મને માત્ર એક રાત રહેવાના દશ રૂપીઆ આપે છે."

બોલતો અટકાવીને વચમાંજ મધુવદને લોજવાળાને કહ્યું—" દશ રૂપીઆ જ શા માટે, જો આજની અમારી રાત નિર્ભયતાથી નિકળી જશે અને મારી સાથેની સ્ત્રીને જો આજની રાત અહીં શાન્તિ મળશે તો હું તમને દશને બદલે વીશ રૂપીઆ આપીશ. પૈસાનો કંઇ સવાલ નથી ! "

લોજવાળો—" આપ કોઇ વાતની ચિન્તા કરો નહિ; હું આખી રાત જાગતો રહીશ. કોઇ પણ માણસ તમારી શોધખોળ કરતા અહીં આવશે તો તેમને દાદ આપીશ નહિ, એટલુંજ નહિ, પણ વખતે જો પોલિસનો દાદો કે તેનો વડો દાદો અહીં આવીને મારા મકાન પર દરોડો પાડશે તો મારી પાસે એવા હોંશિયાર માણસો છે કે, તમને તે તમારી સાથેની સ્ત્રી સાથે ઉપાડીને કયાંએ પહોંચાડી દેશે અને એ લોકો ધૂળ ફાકતાજ પોતાના ફિક્કા મોઢા સાથે અહીંથી ચાલ્યા જશે! આવી રીતે તમે સહીસલામત રહી શકશો. અહીં તો ભાઇ પૈસાનું કામ છે ! તમારામાં પૈસા ખર્ચવાની તાકાત હશે તો તમારો એક વાંકો વાળ પણ અહીં થવા પામશે નહિ. આ બાબુજીનેજ પૂછોને કે

એ આજ આઠ દિવસથી તમારી પેઠેજ એક સ્ત્રીને મથુરાના મેળામાંથી ઉપાડી લાવીને અહીં રહ્યા છે, સ્ત્રી આખો દિવસ અહીં એક ઓરડીમાં સુખેથી રહે છે, અને બાબુજી આખો દિવસ ફરતા રહે છે, પણ કોઇ પ્રકારની એમને તકલીફ પડી છે! ઠીક, પણ વીશ રૂપીઆ તમારે અગાઉથી હમણાંજ આપવા પડશે."

એટલું કહી તે ચુપ રહ્યો. તુરતજ મધુવદને પોતાની સહીનું નિશાન કરેલી દશ દશ રૂપીઆની બે નોટો ખીસ્સામાંથી કાઢીને તેના હાથમાં મુકી દીધી. નવલબાબુ ( શકદાર નવલચન્દ્રજ હતો ) તે કંઇજ બોલી શક્યો નહિ. મધુવદન પણ ઝટ મકાનમાં પેસી ગયો અને જે ઓરડીમાં પેલી સ્ત્રી-બંસીલાલની સ્ત્રી-હતી તે ઓરડીમાં દાખલ થયો, મારી સાથે નવલબાબુ-નવલચંદ્ર પણ હતો, તેણે ઓરડીમાં પગ મૂકતાંજ તેમાં જે સ્ત્રી હતી તેને કહ્યું "એક બીજી સ્ત્રી તારી પાસે આજની રાત આ ઓરડીમાં રહેવાની છે. ખેર, આજની રાત જેમ તેમ કરી કાઢી નાખવી જોઇએ, કાલે કંઇ બીજી જગા શોધી કાઢીશું"

તે સ્ત્રી બોલી--"બીજે ક્યાં લઇ જશો? પાગલપુર અને મારા સાસરાના ગામ શિવાય તમે મને જ્યાં લઇ જશો ત્યાં આવવા હું તૈયાર છું."

નવલચંન્દ્ર હસીને બોલ્યોઃ—" ગાંડીરે, ગાંડી! હવે હું તને એ દોજખપુરીમાં કદી નહિ લઉ જઉં. હવે તો આપણે કોઇ એવી જગ્યાએ જઇશુ કે, ત્યાં રહી મોજ ઉડાવીશું."

લૉજમાંની ઓરડી જોઇ મધુવદન નીચે ઉતર્યો. ટાંગામાં બેસાડેલી વેસ્યાને નીચે ઉતારી તેને હાથ પકડી લૉજમાં લઇ ગયો. વેસ્યા બડી ચાલાક હતી. મેં જેવો વશ ભજવવાની કદી આશા રાખી

નહોતી તેવો વેશ તેણે ત્યાં ભજવ્યો. નવલચંદ્ર તથા તેની સાથેની સ્ત્રીને જરા પણ શક પડે નહિ એવી ચાલાકી વેશ્યાએ ચલાવી.

વેશ્યાને એ ઓરડીમાં મૂકી એક વખત મધુવદને એ મકાનની ચારે તરફ નજર નાખી પુરતુ નિરીક્ષણ કરી લીધું. એ મકાનમાં લૉજવાળો બદમાસ, તેની સ્ત્રી નવલચંદ્ર, તેની સાથેની સ્ત્રી અને વેશ્યા શિવાય આ વખતે કોઇ બીજુ માણુસ મને માલૂમ પડયું નહિ.

જ્યારે મધુવદન પોતાની તપાસમાં રોકાયો હતો, ત્યારે વેશ્યા નવલચન્દ્ર જેને ઉપાડી લાવ્યો હતો તેનું નામ રમા હતું. તેની પાસે જઇ બેસી આ વાતનો નિર્વિવાદ છે કે જ્યારે બે સ્ત્રીઓ ભેગી થાય છે ત્યારે પોતાના અંતઃકરણની ગુપ્તમાં ગુપ્ત વાતો પણ સંતાડી શકતી નથી. પછી ભલેને તેઓ સાદા સ્વભાવની કેમ ન હોય, કે બદમાશમાં બદમાશ કેમ ન હોય. તેમાં ખાસ કરીને જ્યારે એ દુઃખમાં કે આફતમાં હોય છે, ત્યારે તો તેઓ પોતાના અંતઃકરણને ઉઘાડવામાં જરાપણ અચકાતી નથી. વેશ્યા પહેલ વહેલાં તો રમા સામા તાકી તાકીને જોવા લાગી. રમા પણ વેશ્યાને નિહાળવા લાગી. છેવટે રમાથી ન રહેવાયું તેણે વેશ્યાને કહ્યું " તમો કોણ છો ?"

વેશ્યા—હું તો નારી. અને પ્રેમ માર્ગમાં ઘસડાઇ અત્રે આવી છું: હવે કોણ જાણે પ્રભુ આ પ્રેમમાં કેવા કેવા અલટાપલટા ખવડાવે છે. કરતાં તો કરી બેસી છુ, પણ હવે પસ્તાવું છું. પણ વખત ચાલ્યો ગયો પસ્તાએ પણ કાંઇ થઇ શકે તેમ નથી. કારણ પ્રેમના માટે મેં માબાપો તથા સગાવાહાલા ને મુકયા અને એટલુંજ નહિ પણ મારા પતિ જો મને અંતઃકરણપૂર્વક ચાહતા હતા મારી સર્વે આશાઓ પૂર્ણ કરવા તૈયાર હતા. તેમના અંતઃકરણને દુઃખની

એક મારા પ્રેમી જેની સાથે હું કુંવારી અવસ્થાથી પ્રેમ રાખતી હતી તેની સાથે માતાપિતાનો સ્નેહ મુકી. જગતની લાજની પણ દરકાર રાખ્યા વગર આ પ્રેમના પંથે તેમની સાથે ચાલી નીકળી. ત્યાં આગળ મારી શોધ થતી હશે. મારા નામ સાથે ખરાબ શબ્દો લગાડવામાં આવતા હશે. હાય! હાય! પ્રેમ આંધળો છે.??

રમા—શું તમો રડો છો?

વેશ્યા—ના રડું તો શું કરૂં? જે માબાપોએ મને પાળીપોશી મોટી કરી મારા માટે તેમણે પોતાના સુખોને સુખ ન ગણ્યા મારા માટે તેમણે રાત્રિઓના આરામને તજ્યો, અર્થાત મારા માટે મારી સુખના માટે તેમણે સર્વ કાંઇ કર્યું, તેમનીજ આબરૂને મેં માટીમાં મેળવી. તેમના સંબંધમાં તો હું કાતિલ કટારીજ સિદ્ધ થઇ. માત્ર કાતિલ કટારીજ હોવતો સારૂં થાય કારણ તે તો એક વાર કાળજામાં આરપાર ઉતરી કે સર્વે દુ:ખોનો નાશ થાય છે. પણ હું તો એવી કાતિલ કટારી છું કે તેઓ જીવશે ત્યાં સુધી અપમાન સહસે જન સમાજમાં ઉચું મુખ કરીને બોલી શકશે નહિ. અને વખતે બોલે તો તરત સંભળાવી દેશે કે "શાના મોટી મોટી વાતો કરો છો. એવા હતા તો તમારી પુત્રિ બીજાને લઇને નાસી જાત નહિ."

કહી વેશ્યા, ઢોંગ કરી રડવા લાગી. તેને રડતી જોઇ રમા પણ રડવા લાગી. કારણ તેતો જાણતી કે આ પણ મારી માફક નાસી આવી છે, પણ રમાને ખબર નોહતી કે વેશ્યા તો તારીજ વાત કરી રહી છે.

રમા—શું તમારા પતિ જીવે છે.

વેશ્યા—હા જીવે છે. પણ બેન તમો કોણ છો?

રમા—હું પણ બેન તમારી પેઠેજ એક સાથે નાસી છુટી છું.

વેશ્યા—તેઓ ક્યાં છે.

રમા—અત્રેજ રહે છે.

વેશ્યા—તો તમારા પતિ પણ જીવતા હશે.

રમા—ના. તેઓ તો મુજ પાપીણીના કારણે અકાળ મોતે મુવા.

વેશ્યા—કેવા રીતે ?

રમા—જેની સાથે હું હતભાગીણી પ્રેમ કરતી હતી, તેણે મારા પતિને છાતીમાં છરો ભોંકી મારી નાખ્યા અને મને આ બાજુ ઉપાડી લાવ્યો પણ હવે હું ઘણી પસ્તાવું છું, કારણ હું તેને ઉત્તમ ધારતી હતી. તે તો હવે જાલીમ લાગે છે. અને હું આબાદ ફસાઇ છું.

વેશ્યા—હાય ! હાય ! જો આ વાત સરકારના જાણવામાં આવે તો તમો બન્નેને ફાંસીના લાકડે ચઢવું પડે. આતો તમે ખોટું કર્યું.

રમા—પણ મેં ખુન ક્યાં કર્યું છે.

વેશ્યા—નથી કર્યું પણ તમારા પ્રમીના ભાગીદાર તો ખરાજને, તમારા બોલાવ્યા વગર તો તે આવ્યા નહિ હોય.

રમા—હા. મેંજ બોલાવ્યા હતા.

વેશ્યા—ત્યારે બસ. આવી બન્યું. પ્રભુ ના કરે ને જો તમો તો પોલિસના હાથમાં પકડાઇ જાવો તો ભોગજ લાગે, કારણ તમારી તપાસમાં તો પોલિસ હશેજ કારણ તમોએ ખુન કર્યું છે.

રમા—શું હું પણ ફાંસીના લાકડે ચઢીશ મને નહિ બચાવો ?

વેશ્યા—અરે ! ધભરાવો છો ક્યાં ? અમણા તો તમોને પોલિસે પકડી પાડ્યા નથી. પણ વખતે પ્રભુ કરે ને તેમ થાય તો તમારે તમારો ખાસ બચાવ કરવો જોઇએ.

રમા--કેવી રીતે મને તો કાંઇ નથી આવડતું.

વેશ્યા—સાચે સાચું કહી દેવું.

રમા--એટલે ?

વેશ્યા--કહેવું કે હું તો મારા પતિ સાથે તેમની સાથે જવા ખુશ હતી, પણ તે અમારી રૂમમાં ધસી આવ્યો. મારા પતિને મારી નાંખ્યો, અને મને પણ જો તાબે નહિ થાય તો મારી નાંખીશ. એવી ધમકી આપી અને હું ડરી ગઇ. મોતની બીકે તેને તાબે થઇ વગેરે કહેવું.

રમા--એટલે હું બચી જઇશ ?

વેશ્યા--હા. હું તમોને મારી બેન સમજું છું. અને તમોને ખાત્રી આપું છું કે આથી તમો જરૂર બચી જશો. સાથે તમારા માબાપ પણ તમારા પ્રત્યે લાગણીથી જોશે; કારણ તેઓ માનશે કે તમો પોતાની રાજીખુશીથી ગયા નહોતા પણ લાચારીએ તમારે આ માર્ગ આદરવો પડયો હતો.

અર્થાત આવા પ્રકારની વેશ્યા તથા રમામાં વાતો થઇ રહી હતી. ત્યારે મધુવદન પોતાનીજ વેતરણમાં હતો.

લૅાજની આસપાસ બહારની બાજુએ મધુવદનની આજ્ઞાનુસાર કેટલાક પોલિસ સિપાઇઓ છુપાઇ રહ્યા હતા. ઇશારો થતાંજ–સીટી વાગતાંજ–સર્વ એકદમ લૅાજમાં ધુસી ગયા. મારી પાસેનું વૅારંટ લોજના બદમાશ માલિકને બતાવ્યું. તુરતજ બંસીલાલનું ખૂન કરનાર ખૂની નવલચન્દ્રને તથા તેની સ્ત્રીને ગીરફતાર કર્યાં.

કેટલાક દિવસ સુધી તેમને પોલિસના તાબામાં રાખી તપાસ કરતાં માલૂમ પડયું કે, નવલચંદ્રના પ્રેમમાં પડેલી હોવાથી બંસીલાલની

સ્ત્રી કે જેનું નામ રમા હતું તે સાસરે જઇ પતિની સાથે ઘર માંડવા રાજી નહોતી. તેનો પતિ બંસીલાલ તેનાં સાસુ સસરાને સમજાવી યમદ્વીતીયાના મેળામાં યમુનાસ્નાન કરાવવાના બહાના નીચે રમાને તેડી ગયો હતો. રમાએ પતિ સાથે જતાં પહેલાં નવલચંદ્રને મળી પોતાની પાછળ મથુરા આવી બંસીલાલનું ખુન કરી પોતાને નસાડી લઇ જવાનો સંકેત કર્યો હતો, અને તે પ્રમાણે નવલચંદ્રે તેમની પાછળ જઇ સંકેત પ્રમાણે રમાની મદદથી ચોબાજીના ઘરમાં દાખલ થઇ બંસીલાલનું ખુન કર્યું હતું તથા તેની પાસેની સર્વ કિમતી વસ્તુઓ લઇ રમાને નસાડીને કલકત્તામાં આવી આ બદમાશી ભરેલા લોજમાં તે બંને ભરાઇ રહ્યાં હતાં.

કોર્ટમાં કેસ ચાલતાં રમાએ વેશ્યાના શિખવ્યા પ્રમાણે જુબાની આપી નવલચંદ્ર ગુન્હેગાર ઠર્યો. જ્યુરીએ નવલચંદ્રને બંસીલાલનું ખુન કરી તેની સ્ત્રી રમાને નસાડી લઇ જવાનો આરોપ મુકયો તથા રમાને છોડી મુકી જુરીના અભિપ્રાયને મળતા થઇ ન્યાયાધિશે અપરાધી ઠરાવી ફાંસીની શિક્ષા કરી. “કરણી તેવી પાર ઉતરણી.” એ કહેવત પ્રમાણે નવલચંદ્રને પોતાનાં પાપી કૃત્યોનું પ્રાયશ્ચિત મળ્યું. બિચારો બંસીલાલ બિન અપરાધે મારો ગયો તે પાછો આવ્યો નહિ. લોજવાળા બદમાશ ઉપર પણ પોલિસે અનીતિનો અડ્ડો રાખવાનો આરોપ મુકી કેસ ચલાવ્યો તેમાં તેને તથા તેની રાખેલી સ્ત્રીને પણ સજા થઇ.

# પ્રકરણ ૪ થું.

## રમાની શામકથા.

રમા વેશ્યાના સમજાવવા પ્રમાણે કોરટમાં જુબાની આપવાથી નિર્દોષ થઇ છુટી ગઇ, પણ પ્રભુના દરબારમાં તે નિર્દોષ નોહતી. તે એક એવી ઝેરી કટારી હતી કે તેના કારણે બે જીવોના પ્રાણો અકાળે નાશ પામ્યા હતા, કુદરતના પ્રાપેગંડા માટે કાંઇ બોલવા કે લખવાની આવ્યશકતા હોતી નથી. એ તો પોતાની મેળે જન સમાજના અંતઃકરણમાં તેવા વિચારો સ્ફુરે છે, અને ફેલાય છે.

રમા પણ પોતાના આ કર્મો માટે હવે પસ્તાવવા લાગી હતી પણ નિરોપાય હતી: અને મનમાંને મનમાં મુઝાતી હતી. તે જે જે માર્ગે જતી ત્યાં ત્યાં તેની પાછળ આંગળીઓ થતી, ઘણાં ખરાં તો તેને મુખે પણ સંભળાવી દેતા હતા. તેનું અપમાન પણ કરી નાંખતા હતા. તે તેણે ઘણું અસહ્ય લાગતું હતું; પણ શું કરે લાચાર!!

તેના માબાપો પહેલવહેલા તો કુદરતી મામતાના કારણે પોતાને ઘેર લઇ આવ્યા હતા, તથા તેના પ્રત્યે માન તથા દયાની લાગણીએ જોતા હતા, પરંતુ જેમ જેમ દીવસો જવા લાગ્યા તેમ તેમ તેમની લાગણી તથા ભાવમાં ન્યુનતા આવવા લાગી હતી. કોઇ એ સમાજના મુખે તાળું દીધું છે? રમાના માતા પિતાને પણ મેણાં સાંભળવા પડતા હતા, જે મસ્તકો ઘણાને નમાવતા અને અભિમાનમાં ડોલતા હતા. તે મસ્તકો હવે રમાના આવવાથી નીચા નમી ગયા હતા. તેઓ હવે તો રમાને પોતાની આંખો આગળથી દુર કરવા માંગતા હતા.

